

ૐ

# શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા

કલકતા.

## બંધારણ અને ધારાધોરણો

પ્રકાશક :-
કાર્યવાહક સમિતિ
શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા.
૧૮૭, મહર્ષિ દેવેન્દ્ર રોડ, (નિમતલ્લા) કલકત્તા-૬.





# શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા

કલકત્તા.

## બંધારણ અને ધારાધોરણો

પ્રકાશક :-
કાર્યવાહક સમિતિ
શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા.
૧૮૭, મહર્ષિ દેવેન્દ્ર રોડ, (નિમતલ્લા) કલકત્તા-૬.

# શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા.

## નિ વે દ ન

બૃહત્તર કલકત્તામાં જુદા-જુદા સ્થળે આપણાં સમાજના જ્ઞાતિ-ભાઈઓ વિખરાયેલા રહે છે. પરસ્પર સહકાર, પ્રેમ, અથાગ પરિશ્રમ અને વેપારમાં પ્રમાણિકપણા વિ. કારણોને લઇ આપણાં સમાજે ધંધાકીય, સામાજીક તેમજ શૈક્ષણિક ક્ષેત્રમાં ઠીક પ્રમાણમાં ઉન્નતિ સાધી છે, અને કલકત્તાવાસીઓમાં લાકડાંના વેપારી તરીકે સારી નામના મેળવી છે. ધંધાકીય અનુકુળતાને લઇ અલગ-અલગ સ્થળે વસવાટ હોવા છતાં આપણામાં સંપની ભાવનાથી સમાજની દરેક વ્યકિત હંમેશા એક-બીજાના સંપર્કમાં રહે છે.

ઘણાં વર્ષોથી આપણી જ્ઞાતિના યુવાન ભાઈઓ પરસ્પર ઐકયતા અને સંગઠન જાળવવા અવારનવાર નાના-મોટા મંડળો રચી તે દ્વારા સામાજીક તેમજ ધાર્મિક પ્રવૃતિઓનું સંચાલન કરતાં હતાં, પરંતુ આવા મંડળોના કાર્યોનું યોગ્ય રીતે સંચાલન કરવા તથા આગળ નિભાવવા માટે ચોક્કસ ધ્યેય કે વ્યવસ્થિત બંધારણ તેમજ ધારાધોરણ વિ. નહોતા. અલ્પ સમયમાંજ આવા મંડળો બંધ થઇ જતાં.

જેમ જેમ આપણા સમાજમાં શિક્ષણનો ફેલાવો થતો રહ્યો, તેમ તેમ સમજદાર વ્યકિતને આ બાબત ખુબજ ખટકવા લાગી અને સમાજના યુવાન મિત્રોનું એક વ્યવસ્થિત મંડળ હોવું જોઇએ એવી ભાવના સમાજના યુવાન મિત્રોમાં જાગ્રત થવા લાગી. આ ભાવનાથી પ્રેરાઈ સ્થાનિય ગુજરાતી સ્કુલમાં અભ્યાસ કરતા આપણા સમાજના વિદ્યાર્થીઓએ સંવત ૨૦૧૨માં " શ્રી નવચેતન વિદ્યાર્થી મિત્ર મંડળ " ની સ્થાપના કરેલ. આ મંડળે તેજ વર્ષે અંજાર ધરતીકંપ વખતે 'ચેરિટી સીનેમા શો" દ્વારા ફાળો એકઠો કરી રાહત ફંડમાં મોકલાવેલ. આ મંડળનું સભ્યપદ વિદ્યાર્થી પુરતું મર્યાદિત હતું.

ત્યારબાદ સંવત ૨૦૧૮માં આપણા યુવકોના સહકારથી આ મંડળનું કાર્યક્ષેત્ર વિસ્તૃત કરવામાં આવેલ, અને મંડળના બંધારણ અને ઉદેશોમાં ફેરફાર સાથે મંડળનું નામ " શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા " રાખવામાં આવેલ. આ મંડળે કલકત્તામાં

જુદા જુદા સ્થળે પુસ્તકાલયના કેન્દ્રોની સ્થાપના કરેલ તેમજ ઘણાં સમાજોપયોગી કાર્યો વ્યવસ્થિત અને શિસ્તથી પાર પાડયાં અને "શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, કલકત્તા" એ મંડળની યોગ્યતાની કદર કરી સમાજની કાર્યવાહક સમિતિમાં પણ મંડળના બે પ્રતિનિધિઓને કાયમી સ્થાન આપ્યું. સમાજે કરેલ કદર જ મંડળની સમાજને કેટલી જરૂરત છે તેની સાક્ષી પુરી પાડે છે.

થોડા વર્ષો વિત્યા બાદ મંડળનું બંધારણ જે હાલ ચાલુ અમલમાં છે તે આજની પરિસ્થિતી મુજબ જોઇએ તેટલું સુસ્પષ્ટ ને વ્યવસ્થિત નથી, તેમાં ઘણાં સુધારા-વધારા કરવાની ખાસ આવશ્યકતા છે તે માટે તા. ૧૦-૫-૬૪ની મંડળની સાધારણ સભામાં સર્વ સંમતિથી ઠરાવ દ્વારા નક્કી કરવામાં આવેલ કે, મંડળનું બંધારણ સુવ્યવસ્થિત અને સરળ બનાવવા માટે એક બંધારણ સમિતિ રચવી અને તે સમિતિને મંડળ માટે નવું બંધારણ બનાવવાનું કાર્ય સોંપવું. તે ઠરાવ મુજબ તેજ સભામાં મંડળનાં સભ્યોમાંથી નીચે જણાવેલ પાંચ (૫) સભ્યોની એક બંધારણ સમિતિ સર્વાનુમતે નિમવામાં આવી, અને તે સમિતિને મંડળ માટે નવું બંધારણ બનાવવાની જવાબદારી આપવામાં આવી.

| | |
|---|---|
| (૧) શ્રી અખેરાજ પ્રેમજી પટેલ, B.A. | પ્રમુખ |
| (૨) શ્રી ખીમજી લખમશી પટેલ | સભ્ય |
| (૩) શ્રી બાબુલાલ નારાયણ પટેલ | " |
| (૪) શ્રી નારાયણ શીવદાસ પટેલ, B.Com. | " |
| (૫) શ્રી કાનજી કરશન પટેલ | " |

ઉપરોકત બંધારણ સમિતિએ સોંપાયેલ કાર્યની જવાબદારી સમજી મંડળ માટે આ સાથે રજુ થતું બંધારણ ઘણી ચર્ચા વિચારણા બાદ સર્વાનુમતે બનાવેલ. જે સમિતિએ તા. ૨૮-૧૧-૧૯૬૫ની મંડળની સાધારણ સભામાં મંડળના સભ્યો સમક્ષ રજુ કરેલ અને તેજ સભ્યોએ સર્વાનુમતે બહાલી આપેલ.

તા. ૫-૧૨-૬૫ના મળેલ કાર્યવાહક સમિતિએ મંડળનું નવું બંધારણ છપાવી અને દરેક સભ્યોને તેની નકલ આપવાનો નિર્ણય કરેલ અને તે મુજબ છપાવવાના કાર્યની જવાબદારી બંધારણ સમિતિના સભ્યો તથા શ્રી જવાહર કરશન પટેલ B. Com. ને સોંપવામાં આવેલ તે મુજબ બંધારણ સમિતિના સભ્યોએ પોતાની ફરજ સમજી આ બંધારણ છપાવી આપની સમક્ષ રજુ કરેલ છે, અને સમિતિ માને છે કે આ બંધારણ આજના સમયાનુસાર

અને આપણી પરિસ્થિતિ અનુકુળ જ ઘડાયુ છે તેવું આપને જણાશે. આપણે તેનું ચુસ્તપણે પાલન કરી મંડળના કાર્યને વેગવાન બનાવવા પ્રયત્ન કરીએ એજ અભ્યર્થના.

સમિતિના એક સભ્ય શ્રી કાનજી કરશન પટેલ ધંધાર્થે કલકત્તા બહાર રહેવાનું થતાં તેઓ સમિતિની સભામાં હાજર રહી શકયા નહિ.

અનિવાર્ય સંયોગોને લઇને બંધારણ તૈયાર કરવામાં તેમજ છપાવી પ્રસિદ્ધ કરવામાં સમિતિને થયેલ વિલંબ માટે ક્ષોભ અનુભવે છે અને આપ સૌની ક્ષમા ઇચ્છે છે,

લી૦

અખેરાજ પ્રેમજી પટેલ, B. A. પ્રમુખ
ખીમજી લખમશી પટેલ સભ્ય
બાબુલાલ નારાયણ પટેલ „
નારાયણ શીવદાસ પટેલ B. Com. „

કલકત્તા.
રવિવાર, તા. ૨૯–૫–૬૬,
સં. ૨૦૨૨, જેઠ સુદ ૧૦.



## શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા.

### કલકતા.

# બંધારણ અને ધારાધોરણો

(૧) નામ :— આ સંસ્થાનું નામ " શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તા " રહેશે.

(૨) ઉદ્દેશો :— આ મંડળ નીચે લખેલ મુજબ ઉદ્દેશો પાર પાડવા માટે સ્થાપવામાં આવેલ છે.

(ક) શારિરીક, નૈતિક તેમજ માનસિક શિક્ષાનો પ્રચાર કરવા,

(ખ) સામાજીક કાર્યોમાં સહાયતા કરવી,

(ગ) ગરીબ ભાઇ-બહેનોને શિક્ષણ તેમજ અન્ય ક્ષેત્રે યોગ્ય સહાયતા કરવી,

(ઘ) યુવાનોમાં પરસ્પર પ્રેમ અને સંગઠનની ભાવના કેળવવી,

(ચ) સામાજીક તેમજ રાષ્ટ્રપ્રેમ વધારવો.

(૩) પ્રવૃત્તિઓ :— ઉપર લખેલ ઉદ્દેશો પાર પાડવા આ મંડળ નીચે મુજબની પ્રવૃતિઓ હાથ ધરશે.

(ક) પાટીદાર જ્ઞાતિમાં સામાજીક, ધાર્મિક, નૈતિક તેમજ રાષ્ટ્રિય ભાવના વધારવા સ્નેહ સંમેલનો તેમજ સભાઓનું આયોજન કરશે,

(ખ) ગરીબ પાટીદાર ભાઈ-બહેનોને શિક્ષણ, તબીબી તેમજ અન્ય ક્ષેત્રે સહાયતા કરશે,

(ગ) સમાજમાં શિક્ષણ પ્રચાર કરવા યોગ્ય પ્રવૃતિઓ હાથ ધરશે તેમજ યોગ્ય વિદ્યાર્થીઓને છાત્રવૃતિઓ વિગેરે આપશે.

(ઘ) શિક્ષણ પ્રચાર માટે પુસ્તકાલયોની સ્થાપના કરશે.

(ચ) પાટીદાર સમાજ સિવાયના અન્ય સમાજના યુવકો સાથે પ્રેમ અને સહકાર વધે તેવા પ્રસંગો ઉભા કરવા અથવા મેળવવા.

(છ) મંડળનું સ્થાયી મકાન બનાવવા પ્રયાસ કરવા.

(જ) શ્રી અખીલ કચ્છ કડવા પાટીદાર સમાજની પરિષદે પસાર કરેલ ઠરાવો તથા ભવિષ્યમાં જે જે ઠરાવો પસાર થાય તેને અમલી બનાવવા પ્રયાસો કરવા.

(૪) હિસાબી વર્ષ :— આ મંડળની કામગીરી માટેનું વર્ષ વિક્રમ સંવત અનુસાર કારતક સુદ ૧ થી આસો વદ ૦)) સુધીનું રહેશે.

(૫) સ્થાયી ઓફીસ :— આ મંડળની સ્થાયી ઓફીસ કલકત્તા (પશ્ચિમ બંગાળ)માં રહેશે.

(૬) સભ્યપદ :— આ મંડળનું સભ્યપદ નીચે મુજબ ત્રણ પ્રકારનું રહેશે.

(ક) દાતાર :- એક સાથે, એકજ સમયે રૂા. ૫૦૧-૦૦ કે તેથી વધારે રકમ આપનાર વ્યકિત આ સંસ્થાના " દાતાર " સભ્ય બની શકશે.

(ખ) આજીવન સભ્ય :- એક સાથે, એકજ સમયે રૂા. ૧૦૧-૦૦ કે તેથી વધારે રકમ આપનાર વ્યકિત મંડળના " આજીવન સભ્ય " બની શકશે.

(ગ) સામાન્ય સભ્ય :- વાર્ષિક લવાજમ રૂા. ૫-૦૦ આપનાર વ્યકિત આ મંડળના " સામાન્ય સભ્ય " બની શકશે. આ લવાજમ ચાલુ સાલના પ્રથમ ૬ માસમાં આપવાનુ રહેશે.

(૭) સભ્યપદ મેળવવાની યોગ્યતાઓ અને શર્તો :—

(ક) ૧૫ વર્ષ કે તેથી વધારે ઉંમરના યુવકવૃતિ ધરાવતાં દરેક પાટીદાર ભાઈ-બહેન આ સંસ્થાના સભ્ય બની શકશે.

(ખ) સભ્ય બનનાર વ્યકિતએ મંડળના બધા નિયમોનું ચુસ્તપણે પાલન કરવાનું રહેશે.

(૮) સભ્યપદની સમાપ્તિ :—

(ક) મંડળના કોઈપણ સભ્યનું વર્તન મંડળના હિતને હાનીકારક જણાશે તો તેવા સભ્યનું સભ્યપદ મંડળની તે વખતની ચાલુ કાર્યવાહક સમિતિ બહુમતિથી રદ કરી શકશે.

નોંધ : કોઈ સભ્યનું વર્તન મંડળના હિતને હાનીકારક છે કે નહિ તેનો નિર્ણય તે વખતની મંડળની કાર્યવાહક સમિતિ બહુમતથી કરશે અને તેને લીધેલ નિર્ણય સૌ સભ્યોને માન્ય રહેશે.

(ખ) કોઈપણ સામાન્ય સભ્યનું વાર્ષિક લવાજમ ચાલુ વર્ષની આખર સુધીમાં નહીં આવેલું હોય તો તેવા સભ્યનું સભ્યપદ ખબર આપ્યા વિના રદ થયેલું ગણાશે.

(૯) મતાધિકાર :

(ક) દરેક પ્રકારના સભાસદોને આ સંસ્થાની સભાઓમાં મત આપવાનો અધીકાર રહેશે,

(ખ) દરેક સભ્ય સભામાં પોતે હાજરી આપી એક વખતે એક મત નોંધાવી શકશે,

(ગ) જે સામાન્ય સભ્યનું વાર્ષિક લવાજમ ચાલુ સાલના પ્રથમ છ (૬) માસ સુધીમાં આવેલ નહીં હોય તેવા સભ્યને સભામાં મત આપવાનો અધિકાર રહેશે નહીં, પરન્તુ પ્રમુખશ્રીની પરવાનગીથી બાકી રહેલુ લવાજમ તે સભામાં આપી પોતાનો મત આપી શકશે.

(૧૦) સભાઓ :

આ મંડળની નીચે લખેલ મુજબ ત્રણ પ્રકારની સભાઓ બોલાવી શકાશે.

(ક) સાધારણ સભા – મંડળની સાધારણ સભા વર્ષમાં બે, નામે છ માસિક અને વાર્ષિક સભા બોલાવવામાં આવશે.

છ માસિક સાધારણ સભા વર્ષના પ્રથમ છ માસ પુરા થતાં પાછળનાં એક માસની અંદર બોલાવવાની રહેશે.

વાર્ષિક સાધારણ સભા વર્ષ પુરૂં થતાં પાછળનાં એક માસની અંદર બોલાવવાની રહેશે.

(ખ) અસાધારણ સભા – ખાસ કારણસર કાર્યવાહક સમિતિને જરૂર જણાય અથવા તો ૧૫ કે તેથી વધુ સભ્યોની લેખીત માગણીથી બોલાવવામાં આવનાર સભાને અસા. ધારણ સભા કહેવામાં આવશે.

(ગ) ખાસ સભા – મંડળના બંધારણ અને ધારાધોરણોમાં ફેરફાર કરવા માટે અથવા મંડળની કાર્યવાહક સમિતિ વિરૂદ્ધ અવિશ્વાસ પ્રસ્તાવ પસાર કરવા માટે બોલાવ-વામાં આવેલ સભાને ખાસ સભા કહેવામાં આવશે.

(૧૧) આવશ્યક ઉપસ્થિતિ (કોરમ) :

મંડળની સભાઓનું કાર્ય આરંભ કરવા માટે નીચે લખેલ મુજબ આવશ્યક ઉપસ્થિતિ (કોરમની) જરૂરત રહેશે.

સાધારણ સભા – આ સભાની આવશ્યક ઉપસ્થિતિ (કોરમ) કુલ સભ્યોના એક ચતુર્થાંસ સભ્યોની રહેશે. સભાના ઠરાવેલ સમયથી અરધા કલાકમાં આવશ્યક ઉપસ્થિતિની પૂર્તિ નહી થાય તો તે સભા મુલત્વી રાખવામાં આવશે અને આ રીતે મુલત્વી રાખેલ સભા અસલ સભાના નક્કી કરેલા સમયથી એક કલાક પછી અને પંદર

નોંધ :- મંડળની કોઈ સભામાં પ્રમુખ અને ઉપ-પ્રમુખ બન્ને ગેરહાજર હશે તો સભામાં હાજર રહેલ મંડળના સભ્યો પોતામાંથી કોઇ એક સભ્યને બહુમતથી તે સભાના પ્રમુખ તરીકે ચુંટશે અને આવા ચુંટાયેલ પ્રમુખ તે સભાના વખતે પ્રમુખની બધી સતાઓ ભોગવશે અને ફરજોનું પાલન કરશે.

(૧૬) મંત્રીની સત્તાઓ અને ફરજો :-

(ક) મંત્રી આ મંડળની દરેક સાધારણ સભાઓ બોલાવશે જેની જાણ સભ્યોને સભાના ઠરાવેલ સમયથી સાત દિવસ આગળ આપશે અથવા અપાવશે.

(ખ) કાર્યવાહક સમિતિની સભાઓ બોલાવશે જેની જાણ કાર્યવાહક સમિતિના સભ્યોને સભાના ઠરાવેલ સમયથી ત્રણ દિવસ પહેલાં કરશે, પરંતુ તાત્કાલિક કારણોવશાત કાર્યવાહક સમિતિની સભા, સભાના સમયથી ૨૪ કલાક પહેલાં ખબર આપી બોલાવી શકશે.

(ગ) પ્રમુખની સલાહ અને સહમતીથી સભાનું સ્થાન, દિવસ અને સમય નકી કરશે.

(ઘ) મંડળના દરેક પ્રકારની સભાઓની મીનીટ બુક રાખશે.

(ચ) મંત્રી મંડળના કાર્ય ચલાવવા માટે જરૂરી જણાતાં એક સમયે રુ ૫૦) સુધીનું ખર્ચ કાર્યવાહક સમિતિની પુર્વ મંજુરી મેળવ્યા વિના કરી શકશે, આ રીતે ખર્ચ કરાયેલ રકમના વાવચરો વિગેરે ખર્ચ થવાના દિવસ પછી પ્રથમ મળનાર કાર્યવાહક સમિતિની સભામાં રજૂ કરવાના રહેશે,

(છ) મંડળના થનાર સભ્યોની યાદી રાખશે અને બીજી પણ દરેક પ્રકારની જરૂરી નોંધો સાચવશે.

(જ) મંડળે પસાર કરેલ ઠરાવોનો યોગ્ય અમલ કરશે અને કરાવશે

(ટ) મંડળના સભ્યો પાસેથી ખજાનચી દ્વારા સભ્ય ફી વસુલ કરાવશે અને પહોંચો અપાવશે.

(ઠ) મંડળના કોઈપણ સભ્ય તરફથી મંડળનો આવક જાવકનો હિસાબ જોવા બાબત લેખિત નોટીશ મળવાથી તેવા સભ્યને નોટીશ મળવાથી સાત દિવસની અંદર મંડળનો હિસાબ બતાવવાની વ્યવસ્થા કરાવશે.

(ડ) મંડળને અપાનાર ભેટોનો પ્રમુખ વતી સ્વીકાર કરશે અને તેની પહોંચો આપશે.

(ઢ) મંત્રી કાર્યવાહક સમિતિએ કરેલ કાર્યોની રૂપરેખા મંડળની દરેક સાધારણ સભામાં રજુ કરશે.

(ણ) મંત્રી પોતાના હોદ્દાથી મુક્ત થવા માંગતા હોય તો તેઓએ તે માટેનું યોગ્ય કારણ જણાવતુ લેખિત રાજીનામુ મંડળના પ્રમુખને સોંપી શકશે જે મંજુર થયેથી તેઓ પદભારથી મુક્ત થઈ શકશે,

(૧૭) સહમંત્રીની સત્તા અને ફરજો :—

(ક) મંત્રીના દરેક કાર્યમાં સાથ અને સહકાર આપશે.

(ખ) મંત્રીની ગેરહાજરીમાં મંત્રીની બધી સત્તાઓ ભોગવશે અને ફરજોનું પાલન કરશે.

(ગ) સહમંત્રી પોતાના હોદ્દાથી મુકત થવા માંગતા હોય તો તે માટેનું યોગ્ય કારણ જણાવતું લેખીત રાજીનામું મંત્રીને સોંપી શકશે જે મંજુર થયેથી તેઓ તે પદથી મુકત થઇ શકશે.

(૧૮) ખજાનચીની સત્તાઓ અને ફરજો :—

(ક) મંડળનો આવક–જાવકનો આર્થીક હિસાબ રાખશે.

(ખ) મંડળના સભ્યો પાસેથી નિયમાનુસાર સદસ્ય ફી વસુલ કરશે અથવા કરાવશે અને તેની રસીદો આપશે.

(ગ) મંડળના ખર્ચના વાઉચરો સાચવશે.

(ઘ) દર વર્ષની વાર્ષિક સભામાં મંડળનો પુરા વર્ષનો આવક–જાવકનો હિસાબ ઓડીટ કરાવી મંત્રી દ્વારા રજુ કરશે.

(ચ) કાર્યવાહક સમિતિની સુચના મુજબ મંડળની જમા રહેતી રકમનું રોકાણ કરશે.

(છ) મંત્રીની સુચનાથી મંડળના સભ્યોને આવક-જાવકનો હિસાબ બતાવશે.

(જ) મંડળનું હિસાબી વર્ષ પુરૂં થતાં પછીના પ્રથમ સપ્તાહ દરમ્યાનનો મંડળનો આવક જાવકનો હિસાબ મંડળના ઓડીટરને ઓડીટ કરવા સોંપવાનો રહેશે.

(ટ) ખજાનચી પોતાના હોદ્દાથી મુકત થવા માગતા હોય તો તે માટેનું યોગ્ય કારણ જણાવતું લેખીત રાજીનામુ તેઓ મંત્રી વતી મંડળના પ્રમુખને સોંપી શકશે અને જે મંજુર થવાથી મુકત થઇ શકશે.

(૧૯) સહ–ખજાનચીની સત્તાઓ અને ફરજો :—

(ક) ખજાનચીના કાર્યોમાં સાથ અને સહકાર આપશે.

(ખ) ખજાનચીની ગેરહાજરીમાં તેઓ ખજાનચીની પુરી સત્તા અને ફરજો ભોગવશે.

(ગ) પોતાના પદથી મુકત થવા માગતા હોય તો તે માટે યોગ્ય કારણ જણાવતું રાજીનામુ મંત્રી વતી પ્રમુખને સોંપી શકશે જે મંજુર થયેથી પદભારથી મુકત થઈ શકશે.

નોંધઃ– મંડળના ચાલુ કોઈ પણ હોદ્દેદાર તરફથી આવેલ રાજીનામા પર વિચારણા કરવા મંત્રી કાર્યવાહક સમિતિની સભા બોલાવશે અને તે બાબતનો નિર્ણય તે સભામાં બહુમતથી કરવામાં આવશે.

(૨૦) સભ્યોની સત્તાઓ અને ફરજો :—

મંડળના દરેક પ્રકારના સભ્યો નીચે લખેલ મુજબ સત્તાઓ અને ફરજો ભોગવશે.

(ક) મતાધિકાર ભોગવશે.

(ખ) મંડળની કાર્યવાહક સમિતિના સભ્ય બનવા ઉમેદવારી નોંધાવી શકશે.

(ગ) મંડળનો આવક-જાવકનો હિસાબ જોવાનો અધિકાર રહેશે. પરંતુ આ માટે તેવા સભ્યે મંત્રીને લેખીત અરજી સાત દિવસ પહેલાં આપવાની રહેશે.

(ઘ) મંડળની સભાઓમાં મંડળથી સંબંધિત કોઈપણ વિષય ઉપર પોતાનો ઠરાવ રજુ કરી શકશે પણ તેવા ઠરાવની લેખીત સુચના મંડળના મંત્રીને સભાના ઠરાવેલ સમયથી ઓછામાં ઓછા બે કલાક પહેલાં આપવાની રહેશે, પરંતુ પ્રમુખની પરવાનગીથી તેઓ પોતાનો ઠરાવ પુર્વ સુચના આપ્યા વિના પણ સભામાં રજુ કરી શકશે.

(ચ) ઓછામાં ઓછા ૧૫ સભ્યોની લેખીત માગણીથી મંડળની સભા બોલાવી શકશે. પરંતુ આવી સભા બોલાવવા માગતા સભ્યોએ સભા બોલાવવાનું કારણ જણાવતો અરજી પત્ર મંડળના મંત્રીને આપવાનો રહેશે. પરંતુ અગર મંત્રી આવો અરજી પત્ર મળવા પછી ૧૫ દિવસમાં મંડળની સભા ન બોલાવે તો તેવા સભ્યો પોતે મંડળના બાકી સભ્યોને આ બાબત જાણ કરી મંડળની સભા બોલાવી શકશે.

(છ) મંડળે પસાર કરેલ બધા નિયમોનું ચુસ્તપણે પાલન કરશે.

(જ) મંડળના ઉદ્દેશો પાર પાડવામાં સહાયતા કરવાની પોતાની ફરજ સમજશે.

(૨૧) કાર્યવાહક સમિતિના નિયમો અને સત્તાઓ :—

(ક) કાર્યવાહક સમિતિ પોતાનું કાર્ય ચલાવવા માટે બંધારણના અનુરૂપ પેટા નિયમો સમિતિની બહુમતિથી બનાવી શકશે અને આવા બનેલ પેટા નિયમો મંડળના નિયમો પૈકી ગણાશે.

(ખ) કાર્યવાહક સમિતિ જરૂરત જણાતાં કોઇ કાર્ય પેટા સમિતિની નિમણુંક કરી શકશે.

(ગ) મંડળના જમા રહેલ નાણાંનો વહીવટ કરવા માટે કાર્યવાહક સમિતિ પાંચ જણની સહીથી કોઈ પણ ભારતીય બેન્ક અથવા બેન્કોમાં ખાતુ ખોલાવી તેનો વહીવટ

પાંચમાંથી કોઈ પણ બે જણની સંયુકત સહીઓથી કરાવશે. અથવા અન્ય કોઇ પણ સમિતિને યોગ્ય લાગે તેવા સુરક્ષિત સ્થળે રાખી શકશે.

(ઘ) રાજીનામા કે મૃત્યુથી અથવા બીજા કોઇપણ કારણવસાત કાર્યવાહક સમિતિમાં ખાલી થયેલ જગ્યાઓ પુરવાનો અધિકાર સમિતિ ભોગવશે.

(ચ) કાર્યવાહક સમિતિના સભ્યોમાંથી કોઈપણ સભ્ય સમિતિની લાગલગાટ ત્રણ સભાઓમાં લેખીત કારણ આપ્યા વિના ગેરહાજર રહેશે તો તેવા સદસ્ય સમિતિમાંથી સુચના આપ્યા વિના રદ થયેલ ગણાશે અને તે સ્થાનની પુર્તિ કાર્યવાહક સમિતિ મંડળના સભ્યોમાંથી કરી શકશે.

(૨૨) કાર્યપદ્ધતિ :—

મંડળની સભાઓમાં ઉપર દર્શાવેલ અપવાદો સિવાય બહુમતિથી નિર્ણય લેવામાં આવશે અને બન્ને પક્ષે સમાન મતો પડે તેવા પ્રસંગે પ્રમુખ પોતાનો નિર્ણાયક મત આપી નિર્ણય જાહેર કરી શકશે.

(૨૩) મિલકતોનો સ્વિકાર :—

મંડળના હિત કે ઉપયોગ માટે ભેટો, કાયમના ટ્રસ્ટ ફંડો અથવા મકાનો મંડળના કોઈપણ સભ્યો કે બીજા કોઈ પણ સભ્યો આ મંડળને ભેટ આપવા ઇચ્છા ધરાવે તો કાર્યવાહક સમિતિ મંડળના બંધારણને અનુકુળ શર્તોએ તેવી ભેટો, ફંડો કે મકાનો સ્વિકારી શકશે.

(૨૪) ઓડીટર :—

મંડળની સાધારણ સભા મંડળનો હિસાબ ઓડીટ કરવા ઓડીટરની નિમણુંક કરશે. આવા નિમાયેલ ઓડીટરે વર્ષના અંતે મંત્રી દ્વારા તેને સોંપાયેલ આવક-જાવકનો હિસાબ ખજાનચીની મદદથી તપાસી યોગ્ય સમયમાં મંત્રીને તે હિસાબ પર પોતાની સહીઓ કરી પાછો સોંપશે. ઓડીટર પોતાનો ઓડીટ રીપોર્ટ હિસાબ સાથે જરૂરી જણાતાં આપી શકશે.

(૨૫) મંડળનું સમાપન :—

જો આ મંડળને બંધ કરવી હોય તો મંડળના લેવડ-દેવડનો હિસાબ કરી બાકી જે સંપતિ રહે તે સભ્યોને આપવામાં અથવા સભ્યો વચ્ચે વહેંચણી કરવામાં આવશે નહીં, પરંતુ આ સંપતિ આ મંડળના ઉદ્દેશોને મળતી કોઈ બીજી સંસ્થાને સોંપવામાં આવશે.

(૨૯) બંધારણમાં ફેરફાર :—

મંડળનાં બંધારણમાં કોઈ પણ જાતનો સુધારો વધારો કે આવશ્યક ફેરફાર કરવાની સત્તા મંડળની સાધારણ સભાને રહેશે, પરંતુ આવો પ્રસ્તાવ પસાર કરવા માટે ખાસ સભાના નિયમાનુસાર આવશ્યક ઉપસ્થિતિ તેમજ મંડળના સભ્યોની જણાવેલ સંખ્યાની સહમતી હોવી જરૂરી રહેશે.

નોંધ :— સંવત ૨૦૨૧ના પુરા થએલ વર્ષની તા. ૨૮-૧૧-૬૫ ના મળેલ સાધારણ સભામાં આ બંધારણને બહાલી આપવામાં આવેલ છે, અને આથી આગળનું બંધારણ રદ્દ ગણવામાં આવે છે.

લી૦

**ખીમજી લખમશી પટેલ**
માનદ મંત્રી

લી૦

**લખમશી નારાયણ પટેલ**
પ્રમુખ



